બ્રીટીશ રાજ્યના વિજય થજો.

રજીસ્ટર

પુતક નામે

# અક્કલનું પડીકું.

ઉર્ફે [નંબર ૧]

## શીખામણની સોટી.


રચી છપાવી પ્રસીદ્ધ કર્તા

**કોમીક પોયેટ ઉર્ફે રાવ કવી**

**અંબાલાલ પ્રલાદજી—નીવાસી નડીઆદ.**

હાલ મુકામ કાલોલ જીલ્લે પંચમહાલ.



સંવત ૧[redacted] પ્રત ૭૦૦૦ આવૃતિ ૩ સને ૧૯૧૮


દોહરા

સમજો તો છે સજીનો, અક્કલ આ અણમોલ,
ના સમજો તો જાણજો. ઠોકયું ડાલી ઢોલ;
આડી આનો એક છે, પ્રાઇસ ઓફ થીસ પ્રત.
વાંચીને વીસ્મય થશો, આ રાવ કવીનું કૃત.

કીમ્મત નથીન્ગ

મોંઘવારીનો માત્ર ૧ આનો


નડીઆદ—શ્રી 'શારદા વિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં
શા. હરજીવનદાસ અમરસીએ છાપી—ઠે. સાંથ પીપળી.

# અર્પણુ પત્રિકા.

---

હું તો ભુતકાળમા હુ ને ભવિષે છુ સદા કાયમ
સનાતન શુદ્ધ અવનીમા પ્રકાસુ સુર્ય સમ હરદમ
તપુ છુ અગ્નીમાં હું ને, વિહરતો વ્યોમ પાતાળે
ઝબકતો વિજળી પેરે, અનંત શક્તિને આધારે
બંધે છું હું બધામાં છુ વહુ છું વાયુના જોરે
ધરીને જન્મ બાળકનો રમુ છું માતને ખોળે
ધરીને સ્વાગ રૂપાળા નીરાળા ખેલ હુ ખેલુ
તરૂવર પહાડમાં હું ને નદીમાં નીર થઈ રેલુ
અમર હુ એકલો વેદાન્તના શીધાન્ત આધારે
સમરપુ મારી પોથી હું પડીને ચર્ણમાં મારે,

કર્ત્તા—આઈ. એમ. પોતે કોમીક પોયેટ ઉર્ફે રાવ કવી



---

સરવે હક્ક સ્વાધીન પણ, પર આધીન આ પ્રાણ,
એ પર આધીન સ્વાધીન કરે, તો જીવ્યું પરમાણ

બાઈ તું તે ચા દેવી કે અમારી મહાદેવી ?



# પીનારનો પોકાર-કવાલી ગરમ લાય જેવી.

( રાગ ઉનાળાની લુ જેવો. )

અરે ચંડાલણી એ ચા, હવે તું હીન્દમાંથી જા;
અમારી સાવકી માતા, હવે તું હીન્દમાંથી જા.
કર્યું તેં ખુનનું પાણી, કરી નીરમાલ્ય આ કાયા,
ફસાયા કૈંક ફંદમાં, દીવાનાને વળી ડાહ્યા;
અઢારે વરણને વળગી, વટાળ્યો દેશ ને દુનીયાં,
ગુણો તારા છે ગોઝારા, હવે તું હીન્દમાંથી જા.-અરે૦

ચઢાવ્યા લોક ચગડોળે ચખાડયો સ્વાદ તેં ભારી,
પીતામાં તો પડી વળગી. ખરે ગુણ હીણુ ગોઝારી;
સડાવો કાળજાં દીધાં, અરે સઉ કો પીનારાનાં,
દયા દેવી કરી દુર થા, હવે તું હીન્દમાંથી જા.-અરે૦

નીચ ઉંચ નાના ને મોટા, રીચ કે રંક સરવેને,
ચતુરાઈથી પડી ચોટી, બનાવ્યું વીશ્વ વ્યસની તેં;
ઉશડી સુસ્તી તેં સઉની, કરી જખમી જીગરમાં ઘા,
પીઠાં તારાં થયાં જ્યાંત્યાં, હવે તું હીન્દમાંથી જા—અરે૦

હળાહળ ઝેર છે તુજમાં, શુણો તારા ઘણા રાશી,
ખુવારી ખુબ કીધી તેં, થયા તુંજથી હવે ત્રાશી;
રહ્યું ના ખુન કાયામાં, હવે તો હાડ માંસને ખા,
પોકારી કહે છે પીનારા, હવે તું હીન્દમાંથી જા—અરે૦

વડીલ વૃધ્ધો અમારા તો, ન તારો નાસ પણ લેતા,
અમે હીણુ ભાગીઆ તુજ વીણુ, નથી ક્ષણુવાર તો રહેતા;
પીધી તેથી પડયા મરવા, હજી સંતાપે શું કરવા,
નથી તારી જરી પરવા, હવે તું હીન્દમાંથી જા.—અરે૦

પ્રથમ તો ઉકળી પંડે, પછીથી અમને ઉકાળ્યા,
જઠર અગ્ની કરી ઝાંખી, સુકામળ કાળજાં બાળ્યાં;
ઉઠાડી છેક તેં શ્રદ્ધા, કર્યા નીરમાલ્ય નામરદા,
ઘટાડયો તેંજ આવરદા, હવે તું હીન્દમાંથી જા—અરે૦

તુજથી કંટાળી હારીને, કહે કવી રાવ કર જોડી;
કૃપા કરીને હે મહાકાળી, હમોને દે હવે છોડી;
અમો સાથે કરી નીકા, કર્યા ચહેરા અરે ફીકા,
ટીફીન લઇને લખી ટીકા, હવે તું હીન્દમાંથી જા—અરે૦

હે મ્હા દેવી, તમારૂ સેવન કરવાથી ઘણા ભક્તોએ વૈકુંઠે વાસ કર્યો છે. અને ત્યાં દેવતાઓની મીટીન્ગોમાં તેમણે તમારી ઘણીજ પ્રસંસા કરી છે તેથી વૈકુંઠવાશી દેવતાઓ પણ તમારાં દરશન માટે આતુર થઈ રહ્યા છે.

માટે હે મહાકાળી મહાદેવી અને મહા સરસ્વતી હવે અમોને પડયા મુકીને દેવતાઓને વરવાને સત્વર સ્વર્ગે પધારો અને ત્યાં તેત્રીસ કરોડ દેવતાઓમાં તમારી નાંમના વધારો.

---

( આ સાંભળી ચાએ પીનારને આપેલો જુવાબ—અપુર્ણ )

મારા મુરખ્ખી ભાઇઓ અને બહેનો હવેથી ચાને બદલે દુધ પીજો. આટલી મારી ખાસ ભલામણ છે.

લી.—અટલ અનુભવી.

---

# ગજલ સ્વદેશી સીગારેટની

( રાગ ધુમાડાના ગોટા જેવાં. )

(ચાલ-કયા ખીજા આઇ ચમનમેં શજર ગુલ જાતા રહા.)

ઓ બે રહમ કુલટા બીડી, પુરેપુરી પીડી ગઈ,
છુટી ગઈ તેથી હવે, મુજને ઘણી શાન્તી થઈ;

કમ જાત તું તો ગઈ બળી, વળી સંગમાં બાળ્યો મને,
કોમળ હૃદય કાળું કર્યું, ધીક્કાર છે બીડી તને.
મોઝી મધુરી જાણીને; મેં મુરખે મુખમાં ધરી,
મારી ગણીને માની તો આખર દશા આ શી કરી!
તુજ માટ મેં માઠું મનાવ્યું, ગુરૂ અને માબાપને,
તોપણ દગો અંતે કર્યો ધીક્કાર છે બીડી તને
તેં ખુનની કીધી ખુવારી, કાળજું કાળું કર્યું,
નીરબળ કરી સઉ નાડીઓને, દેહનું હૈવત હર્યું;
બસ કસમ ખાઇ કહું છું હવે, કોઈ દીવસ નહી રાખું કને,
હું વિદ્વાનને વાયલ કર્યો, ધીક્કાર છે બીડી તને.
પીતાં શું તો પીધી તને હાવે ઘણો પસ્તાઉં છું,
સ્વપનેય સ્પરશજ તાહરો, નવ થાય એવું ચાહું છું;
જે જે પીએ તે તે જનો તો, બાવરા તુજ વીણ બને.
ઓ પાપીણી ગોઝારીણી, ધીક્કાર છે બીડી તને.
તુજ વીણુ બનીને બાવરો, ડેલી બજારે દોડતો,
તે આજ તુજ દરશન થતાં, પાતાળમાં પેસી જતો;
ઓ કાળમુખી કર્કશા! વળગી પડી તું! વીશ્વને
તેં કૃત્ય બહુ કાળાં કર્યાં ધીક્કાર છે બીડી તને.
શા દોષ તારા વર્ણવું, તું નર્કથી પણ નસ્ટ છે.
તુજને પીનારા તે જનો સૌ ભ્રષ્ટથી પણ ભ્રષ્ટ છે;

તેં જખમ ઉધરમાં કરી ઝટ આણી મેળવ્યું મોતને,
અંતે નંખાવ્યો નર્કમાં, ધીકકાર છે બીડી તને.
**કવી રાવની વાંચી કવીતા, સમજુ જન સમજી ગયા,**
બાયકોટ બીડીનો કરાને, શાણુઓ સુખીઆ થયા;
મેં તો તજી દીધી તને, તેમ તુય પણ તજજે મને,
કોટાન કોટી વાર છે ધીકકાર આ બીડી તને.

( રાવ કવી. )

( આ સાંભળી બીડીએ પીનારને આપેલો જુવાબ )

રાગ-ઉપરનો ને ગજલ નીચેની.

આ સાંભળી બીડી કહે, ઓ બે કદર આ શું લવો,
લુલુ બન્યા હાથે કરી, હાવે શું ડા'પણ દાખવો:
ગમ નો'તી કેમ ગમાર શું, જબ મારવા પીધો મને,
હું બીડી બીચારી શું કરૂ, ધીકકાર છે પીનારને
વીદ્વાન થઈ વાયલ બન્યા, બુદ્ધિ તમારી ગઇ બળી,
અકકલ તણા ઉદધી હતા તો, કેમ ના સુજને કળી;
પાગલ હુવે પસ્તાવછો તો, વ્હાવ છો શાને મને,
હું બીડી બીચારી શું કરૂ, ધીકકાર છે પીનારને.
પીનાર જઇ નર્કે પડ્યા હું તો વસી રહી વીશ્વમાં,
જગ અંધ થઈ વળગ્યું મને, મારે નથી કોઇની તમા;
જન કંકને બાધી કરી, સમજાવું છું સંસારને.
પણ મરતા લગી મુકતા નથી, ધીકકાર એ પીનારને

મુકો કેડો મારો હવેને, તમો પણ જાઓ મરી,
ઉલટી વગોવઈ વીશ્વમાં, તમ નીચની સંગત કરી;
હૈયા ફુટા ને આંધળા થઈ, હજી શીદ રાખો કને,
મીથ્યા ફજેત કરો મને, ધીકકાર છે પીનારને.
કવી રાવને પણ કોઈક દહાડા, કાનમાં કહેતી જઇ,
કે છીદ્રો લખજો સર્વનાં, પણ મારૂં કંઈ લખશો નહી:
ગુણ દોશ મારા વર્ણવ્યા, ધન્યવાદ છે લખનારને,
ધીકકાર વાર હજાર છે, પીનારને પાનારને,

---

ઓહુમ પાનથી, ધીખી ગયેલા રદયવાળા અને ચાથી ચીમ-બાઇને ચઢી ભયેલા વદનવાળા ગુણગ્રાહી સજ્જનો જોતમો લાંબુ જીવન અને આરોગ્યતાને ઈચ્છતા હો તો બીડી બાઇ અને ચા માઇ એ બન્ને જોગણીઓના પંઝામાંથી બચી જાવ જુવો વળી કહ્યું છે કે —

( રાગ—કાયા કલેવર કારમું છે ગંદકીનો ગાડવો. )

જીવતે જીવે નીજ મોં ઉપર, શા માટે આગને મુકવી,
તેથી શું તમને ફાયદો, પુછે છે લખનારો કવી.
માટે તજો સજ્જન તમો, પુચ્છ ટેવ આ બીડી તણી,
પીશો તો થાશે ખેંન, કાંતો કાળજે પડશે કણી.
સાચી શીખામણ આટલી, મીત્રો તમે માની જજો,
મારૂ જો નવ માનો તો જઇ, પીનાર જનને પુછજો.

ગરમીનો થાયે રોગને વળી, કાળજે ચાંદી પડે,
તે છતાં પણ નથી છોડતો તો. હત્ત તને બીડી રડે.
બીગાડ બહુ બીડી વિષે, બીડી કલેજુ બાળતી,
છાતીથી ગળફા છુટતા, તાકાત પણ હલકી થતી.
ખઇરોગ પણ થાયે ખરોને, આંફુ વળી જબરો ચડે,
પણ–મરતા લગી નથી મુકતો તો, હત્ત તને બીડી રડે.
ઝાઝુ કહેતાં તો હવે, શરમાય છે આ જીભડી,
આ કલમ પણ કંટાળો પામી, કાંન પર ગઈ છે ચડી.
ખડીઓ ખશી ગયો બાજુએ, સુકાઈ ગઈ સઘળી સહી
લખનારે લક્ષ ન આપીયું, તેથી અધુરી આ રહી.

(જો પુરી લેજત વાંચવી હોય તો ખુબીનો ખજાનો મંગાવો.)

---

છપ્પા.

ટીમરી ને ઝીઝી તણાં, ઝાડ તણાં જે પાન
તે પાનાની બીડીઓ, પીધે થાય ઉધાન
પીધે થાય ઉધાન, વ્યાધીમાં કરે વધારો
કારણ કે તેમાંય પડે, પાપડીઓ ખારો
એ ખાર પાયેલી બીડીઓ, પીધે પીડા પામશો;
રાવ કેવી સાચું કહે, તમે જમપુરમાં વહેલા જશો.

---

વળી—ભાઈ જો ન આવડતી હોય માગતાં ભીખ,
તો બીડી પીતાં, સત્વર સીખ.

બંધુઓ—આટલું જાણતા છતાંય જો વ્યસનને વળગી રહો તો આછેવટની એક શીખામણ જરૂર હમેશને માટે ધ્યાનમાં રાખજો.

( રાગ—કાયા કલેવર કારમું છે, ગંદકીનો ગાડવો. )

આ ફેશન એબલ ફ્રેન્ડ, ચીતા પણ ચીરૂટનીજ ખડકાવજો,
તેના ઉપર સીગારેટનાં, બંડલ તમે સીંચાવજો.
બીડીઓનાં બાંધી પોટલાં, છાતી ઉપર મુકાવજો,
બાકીની ખીસ્સામાં ભરી, જ્યાં જન્મો ત્યાં લેતા જજો.
આગળ કશું આવું નથી, તમને બહુ ત્યાં વીતશે,
નથી ગાંમ કે ઘરબાર તો, હોટલ વળી કયાંથી હશે.
ઘેર ફોર કપ શોશર્સ કીટલી. મસાણમાંજ મગાવજો.
ટી-શુગર વીગેરે તમામ સાથે, સ્વર્ગમાં લેતા જજો.

આટલી ભલામણ ચા અને બીડીના બીરાદરોને કરી પણ વીસ્કીના ઈસ્કીઓને તો એટલુંજ કહેવાનું કે:— હે ખેંચણીઆ બીરાદરો તમે તો ફક્ત આટલુંજ કરજો કે:—

વીસ્કીની સોલબંધ સીસીઓ કરી પેક પાસે રાખજો,
જો હોય સ્થીતી રંક તો, મહુડા તળે મરવા જજો.
જો હો કદી રીચમેન તો, પીપો ભરી પોચાડજો,
ચપણું પીવાનું ને ચણા જાતે તમે લેતા જજો.

જનરલ જે ડ્રેન્કર હોય તે, પીંઠામાં મૃત્યુ પામજો,
અન્ય જન્મમાં દારૂ તણા, વેચનારના દીકરા થજો.
ક્યાંતો પીઠાની પાસમાં, કબરો તમે ખોદાવજો,
એકાંન્ત વીષે આ બધુ દીલ જાનીને કહેતા જજો.
માય ડીયર સર રીકવેસ્ટ મારી, યાદ ઉરમાં રાખજો,
પ્લીઝ ઓલ થીંગ્સ અત્રે અરે ત્યાં, નહી મળે આવી મઝા.
મરતી વખત માબાપને કે મીત્રને કહેતા જજો,
રાખી રીમેમ્બર આ બધુ. જાણે તમે લેતા જજો.

લી૦ અટલ અનુભવી.

---

## કંપેનીયન્સની કોમીક વાતચીત.

( ફ્રેન્ચ કટ વાળા ફ્રેન્સી ફક્કડનો ફજેતો. )

ફ્રેન્ડ—કેમ મીસ્ટર ફ્રેન્સી, આજે આપે કોનાં સુવાળાં ઉતરાવ્યાં છે, ઘરમાંથી ડોસો ડોશી ગયાં કે શું?

ફ્રેન્સી—નારે મીસ્ટર, મારાં તો ફાધર ને મધર બન્ને હાલ હયાત છે.

ફ્રેન્ડ—ત્યારે તમે અડધી મુછો ઉતરાવી નાંખી છે શા માટે? તમારા ચહેરા સામું જોઇને મને તો એમ ભાસ્યું કે મીસ્ટર ફ્રેન્સીના ઘરમાંથી કોઈ અડધી સગાઈનું સગું ગુજરી ગયું હશે.

ફેન્સી— ના, ના, યાર, આ તો આજકાલની ફેશન છે. લોકોની દેખાદેખ અમે પણ શીખ્યા. ઓ મીસ્ટર હું તો પહેલાં એક ઉલ્લુ જેવો માણસ હતો અને ગામડામાં પડી રહેતો પણ એક દીવસ હું શહેરમાં આવ્યો ત્યારથી મારે ને ફેશનને હોટલમાં પીછાણ થયું. ત્યાંથી ફેશન મને તુરતજ હેર કટીન્ગ સલુનમાં લઇ ગઈ અને ત્યાં મારે માથે અને મોંઢે ફરી વળી.

ફ્રેન્ડ—ભાઈ આ તો ઠીક નથી દેખાતું આ સીનેમેટો ગ્રાફ્રમાં ચેપ્લીન આવે છે એની સીકલ સાથે આપની સીકલ મળી રહે છે.

ફેન્સી—મીસ્ટર હું ફેસનના પગથીએ કેવી રીતે ચડ્યો તે જરા ચીત દઇને સાંભળો.

( ફેન્સી મોન્ગા ઉર્ફે હાફકાસ્ટ કવીના )

( રાગ—અમના મેં જેવા )

ભુત હતો હું ભુતકાળમાં વર્તમાનમાં આવ્યું ભાન
નાઉ અનધર થીન્ગસ આઈ ડોન્ટ વૉન્ટ ભરસાદ ચાય ચોકટને પાન
ભુલી ગયો બધી નેટીવ ભાષા હવે શીખ્યો છું હું ઓલરેટ
ગમાર હું એક ગામડીયો ને આજકાલ થયો અપટુડેટ
હેરકટીન્ગ સલુનમાં જઇને, ફેશનએબલ કરતો ફેઇસ
બોડી પર બુરશો નંખાવી વળતી કટીન્ગ કરાવું કેસ

મોં પર અડધી મુછ રખાવું ને પાઘડી બદલે પહેરૂં હેટ
સમ ટાઈમ્સ એગો હતો હું ઉલ્લુ, જસ્ટનાઉ આઇએમ અપટુડેટ
કોટ પાટલુન ને કોલર પહેરૂં ને સાથે બાંધુ નેકટાઈ
આઈઝ ઉપર પાટા પેન્ગ્લના રાત ને દહાડો દેઉ લગાઈ
નાઉ મી નો કેર ન્યાત જાતની પેરન્ટસ ભલેને કુટે પેટ
આઈ વોઝ વન ઉલ્લુ ગામડીઆ ગટનાઉ આઇએમ અપટુડેટ
ધર્મ કર્મ ને ધંધો ધારી એસ્થળુ મારે યુઝલેસ
ટીપીન પાણી ટીન્સર ને ટીનો ટાઈમે ટાઈમ કરૂં છું ટેસ
વળી નેટીવ બીડીઓ ગણી નકામી હવે પીઉં સીગર સીગરેટ
ગમાર હું એક ગામડીઓ તે હવે થયો છું અપટુડેટ
ફાધર સેઈઝ મી સ્ટુપીડ ફેલો મધર કહે છે મુવો રડયો
સુઝલેસ અકરમી આવો પથ્થર તે શીદ પેટ પડયો
ઘરમાં ધણીઆણી ધમકાવં તોબી બંદા રહે છે ટેટ
આજ સુધી ખચ્ચરમાં ખપીશો થયો અત્યારે અપટુડેટ
ફરીવળી છે મુજપર ફેશન પોઝીશનનું ચઢીયું પુર
હાથે કરીને બન્યો છું ઉલ્લુ, નથી હવે આ મોંપર નુર
વોટ મીન્સ છે વટાળ જગમાં આઈ ડોન્ટ નો આભડછેટ
હીન્દુ મટી હાફકાસ્ટ થઇને, બન્યો અત્યારે અપટુડેટ
આ—ફેસન એગલ ફ્રેન્ડસના લીધે જોકરના જેવો દેખાઉં
સ્વધર્મ પર પુળો સળગાવી માયસેલ્ફ હું માર્યો જાઉં
જાહેર થયો હું હવે જગતમાં આજ સુધી ચાલ્યું પ્રાઇવેટ
મુર્ખ ફસાવાથી ફેશનમાં બની ગયો છું અપટુડેટ.

ફ્રેન્ડ—આપનું કહેવું ખરૂં છે, પણ મરદનું નુર એક મુછજ છે. વળી જો આપને ન ગમતી હોય તો સપુચી કઢાવી નાંખો કાંતો આખી રહેવા દો જુવો રાવ કવીએ ખુબીના ખજાનાની બુકમાં લખ્યું છે કે:—

( દોહરો )

મુછ વડે મરદો તણું, સીન સરસ દેખાય,
મુખ પર મુછ ન હોય તો, વ્યંઢળમાં લેખાય;
સાધારણ મુછ હોય તો, બડ મુછીઆમાં ગણાય.
પણ અડધી મુછનો આદમી તેને શું કહેવાય?

ફ્રેન્સી—કેમ શું કહેવાય ? શું તે એમ-ઓ-એન-કે-ઈ-વાય મંકી એટલે માંકડો કહેવાય.

ફ્રેન્ડ—જુવો; તમોએ તમારે હાથેજ તમારો કેવો તોલ બાંધ્યો ? અને આટલું કહે હજુ સંતોષ ના પામ્યા હો તો **ખુબીનો ખજાનો ઉર્ફે ચાલુ જમાનાનો ચીતાર** એ નામનું પુસ્તક મંગાવો ને તમારા સુકોમળ હૃદયને રંગાવો; લ્યો સાહેબજી. ( ગુડ મોરનીંગ ).

( રાવ કવી. )

## ☛ દારૂડીઆને મરતી વખતે તેની સ્ત્રીએ રૂબરૂ કરેલું રૂદન.

### (કવાલી-બરફ જેવી-રાગ આઈસક્રીમનો)

તમારા ગુણની ગજલો, હવે હું ગાઈ સંભળાવું;
ખરા ઉદ્દગાર અંતરના, મધુર રાગે રડી ગાઉં.
મરતાં સુધી એ મુખમાંથી, મધુ સુકાવા ના દીધો;
છેવટ જીવ જાતાં સુધીમાં, પીવાયે તેટલો પીધો.
ગંગા જળનાજ બદલામાં, ભર્યું તમે દારૂથી ડાચું;
ગળ્યો નહી દેહ દારૂમાં, રહી ગયું એટલું કાચું,
વધેલો બાઈન સોસામાં, કંઈ છે ખુબ ગભરાઈ;
પીનારા તો ગયા નર્કે, માનીતો થઈશ ક્યાં જાઈ.

[ એ મારા અક્કલના દરકોતરા પતી તમારાં શાં શાં વખાણ કરૂં ! ]

અરેરે—નાથ !

પડયાને પાથર્યા રહેતા, પીયુજી આપ પીઠામાં;
પીતા પેશાબ ત્યાં જઇને વળી પાત્રો અજીઠામાં.
એ સીસાને કોડીયાં તમ વીણુ, હવે સુકઈ જશે સ્વામી;
ન લઈ ગયા છાતીએ બાંધી, ફરીશું એટલી ખામી.

પીવુ મુજ વાક્ય આ છેલ્લું, કહું તે ધ્યાનમાં ધરજો;
કલાલણુ પેટે કે કાંતો, કસાઇને ઘેર અવતરજો.
ભળો જો ભુત યોનીમાં તો જઈ પીઠામાં ભટકાજો;
વીચરો કદી વૃક્ષ યોનીમાં, તો ઝાંડ મહુડા તણું થાજો.
વળી વધુમાં–ગજબને હાયનાં ગાડાં, તમારા પુન્યમાં આપ્યાં;
દાન બહુ ચાયનાં દઇને, તમારા નામપર સ્થાપ્યાં.
વળી–સીગારેટોને સળીઓથી, તમારી સજ્જાઓ ભરશું;
તમારો સવડ ને સાધન તમો પછવાડે વાપરશું.
સજ્જામાં સીસો ચપણું ને, તમારો છે જુનો જોડો;
તમારે વાટનું ભાથું, મુકયો મણુ એક રાખોડો.
કશું રહી જાય જો બાકી, તો આવી સ્વપ્નમાં કહેજો;
આ ઘરની હોય ઈચ્છા તો, સુખે સંડાસમાં રહેજો.
તમારી લાશ આ જ્યારે, ચીતા વિશેજ ચરચરશે;
નીકળતાં ગંધ દારૂની, બાળનારાઓ કળકળશે.
તમોને બાળવા ડાઘુમાં પણ દારૂડીઆ જોઇએ,
તમો વીણુ કુટુંબમાં પ્યારા નથી પીતું બીજું કોઇએ;
અવળચંડાને હત્યારા અકેલા આપ જન્મ્યાતા,
સોનાના સુર્ય તો આજે ઉગ્યા વહાલા તમો જાતાં.
માગણી એક આ મારી સ્વીકારીને પ્રીતે પળશો.
સાતે ભવ સ્વામીજી મુજને, તમે ફરીવાર નવ મળશો;

તમે તો દારૂમાં ડુલ્યા મને ડુબાવી દુઃખમાં.
ઘરેણાં ને વળી ગાંઠાં ગયાં પીઠામાં ને હ્હામાં.
તમારા બીલોની ઢીલે કલ્લાલો પોકો મુકે છે,
વળી બહુ હોટલોવાળા ભર્યા લોકોમાં ભુકે છે;
તમારી બુદ્ધિનાં બણુગાં બજારે દોસ્તો ફુંકે છે,
વેશ્યાઓ તો વળી ટોળે તમારાં છાજીયાં લે છે.
**અરેરે**-સોડા લેમન અને જંજીર તમોને કોણ ત્યાં પાશે,
આવો વહાલા કહી વેશ્યા વીના ત્યાં કોણ કર હ્હાશે;
નથી ત્યાં રંડીના માળા ઉચાળા ક્યાં તમે ભરશો,
દાંડીઆ દોસ્તો વીણ પ્યારા અકેલા શી રીતે ફરશો.
**આ**-તમારા નામનો ચુડો તમો પછવાડે ફોડ્યો છે,
જાવો ચંદ્રો દીવાકર તક હવે સંબંધ છોડ્યો છે;
સાતે ભવમાંય સ્વામીજી કદી સામાએ નવ મળજો,
જજો જાનમની ખાડીમાં કે તબીયત હ્હાય ત્યાં ટળજો.
**ખરે**-એક દીન કવી રાવે કહ્યું તું તમને કર જોડી,
તે આજે આગળે આવ્યું ચાલ્યા ચોળાવી રાખોડી;
લેજો સઉ સાંભળી શાણા હવે છે ટાઈમ છેલ્લો આ,
પછી નહી મુજથી કહેવાયે સગાં સઉ એકઠાં થાતાં.
**હે નાથ**-તમારી અકક્લને સીકલ તણું જગમાં નથી જોડું,
વધુ કહેતી નથી વહાલા ઘણું માનો કહ્યું થોડું;
કાળજુ તો કુટી બાળ્યું ચડસ ચાંડુલની ચલમે;
અધુરૂં તે થયું પુરૂં ચળ્યા કવી રાવની કલમે,

તમારી શોભીતી સન્જા કેવા વીપ્રો તે લઇ જાશે,
હકીકત સર્વ તે હાવે ભાગ બીજામાં વંચાશે.

હે હૈયાના ફુટેલા અને દીનમાંનના ઉઠેલા નાથ તમે ખુબીના ખજાના જેવું પવીત્ર પુસ્તક વાંચ્યું પણ તેમાંથી તમોને જરાએ અસર ન થઇ છેવટ દારૂમાં ને દારૂમાં કુતરાના મોતે મુવા અને હાથે કરીને વાગતે ઢોલે નર્કે ગયા હજારવાર ધીક્કાર છે તમારા જેવા કરમચંડાળને કે ખુબીના ખજાનાનું પુસ્તક વાંચવાથી હજારો વ્યસનીઓએ પોતાને પડેલી કુટેવોનો પરીત્યાગ કરી દીધો અને પોતે સુધરી ગયા તેમ બીજાને પણ સુધાર્યા પરંતુ તમો તો મહીસાગરના કાળા પથ્થર જેવા હતા તેથી જરાએ ભીજયા નહી. તેનું ફળ તમને મળ્યું.

મારા મુરબ્બી ભારથવાસી ભાઇઓ તમો તમારી નજરે જુવો કે કે મઉડાના ઝાડે જ્યારે મઉડાં થાય છે. ત્યારે તે ઝાડનાં આભુષણ રૂપી તમાંમ પાંદડાં ખરી જાયછે અને વૃક્ષ તદન નાગુધજ બની જાયછે. તો પછી તે મઉડાનો અર્ક પીને નર્ક નીવાસી થનાર તો સપુચાં લુગડાં કાઢી નાંખી નાગો બને તેમાં શી નવાઈ મઝા લુંટવા અને કુટેવ છુટવા (ખુબીનો ખજાનો) મંગાવો.

કોમીક પોયેટ ઉર્ફે રાવ કવી.

---

# સટોરીઆની સ્ત્રીએ ધણીની રૂબરૂમાં કુટેલો કોમીક રાજીઓ.

( રાગ તેજી મંદીનો )

છેક તે ઉછાંછળા શું થાવ છો રે. બનો છાકીને છેલ;
સ્વામી થયા તમે સટોરીઆ, જાણું ભોગવશો જેલ.
હાથનાં કર્યાં તે હૈયે વાગશે.
કહ્યું માનો ને મારા કંથજીરે, નથી સટ્ટામાં સાર;
મીલકત ચીશે તો પુળો મુકશો વળી ખોશો ઘરને બાર. હાથનાં.
પીઅરથી લાવેલું પાણી કર્યું રે, વળી થયા કરજદાર;
સગાં વહાલાં સર્વને શત્રુ કર્યાં, માથે સરકારનો માર. હાથનાં
ભુંડીયાં ખાવાને નિત્ય જાવછોરે, પડી તમને એ ટેવ;
ઘરની રસોઈઓ ગમતી નથી, ફાકો મમરાને શેવ. હાથનાં.
સવાર થયું કે સ્વામી તમેરે, જાવ હોટલની માંય,
શીંગલને ડબલ સોહકારતા, તેથી ચડી બેઠી જુવો ચાય. હાથનાં.
હાથે પગેથી હળવી કરીરે, મેલી આપો સઉ માલ;
આગળ ઉપર વીતશે અતી. તમારી ખેંચાશે ખાલ. હાથનાં.
મરજો માબાપો માહરાં રે, કીધું અણઘટતું કામ;
જમાઈ આવો જુગટીઓ કયાંથી જડ્યો, પુંકી ખાધું તમામ. હાથનાં.
સ્વામી જેનો થયો સટોરીઓરે, તેની નારીને ત્રાસ;
સંસાર વહેવાર સઘળો તજી, વેઠવો પડે વનવાસ. હાથનાં.
રાવ કુવીનો રચેલો રાજીઓરે. તમારી રૂબરૂ ગવાય;
આજ પછી જો સટ્ટો કરો તો તમને કોલેરો થાય. હાથનાં.

સ્વામીનાથ સાંભળ્યો આ રાજીઓ અને આથી જો મનને શીખામણ ના લાગી હોય તો "ખુબીનો ખજાનો ઉર્ફે ચાલુ જમાનાનો ચીતાર" એ નામનું પુસ્તક મંગાવો અને તે વાંચીને કુટેવો છોડી દ્યો. વળી જુવો જરા ગાયન બીજું સાંભળો.

##  જુગારીને ઝાડુ. 

( ગાયન ગજબનું ને રાગ હાય હાયનો. )

અરે ઓ સટ્ટાના શોખીન, તમારો કેમ ઉઠ્યો છે દીન,
બન્યા શું જુગારમાં બહુલીન, તમોને વળગ્યો જીવતો જીન.
ગામ ગરાસ ઘરેણાં ગાંઠાં, ગુમાવશો ઘર બાર,
ઈજ્જત ખોશો અરે ઉલ્લુઓ, સજા દેશે સરકાર,
અકરમી રહેશો પર આધીન; તમારો૦
સગાં સહોદર અને કુટુમ્બી દેશે સઉ ધીટકાર,
તરણાથી પણ તુચ્છ ગણાશો, નહી ચાલે વહેવાર,
આખરે મરશો ખાઈ અફીન; તમારો૦
ભીખ માગતા થાશો ભુન્ડો, નહી રહે રહેવા ઠામ,
દાવાનળ દુઃખ આવી પડશે, વળી રૂઠશે રામ,
વેચાશો દમડાના દો તીન; તમારો૦
લોકો સરવે લોફર કહેશે, રાખશે નહી ઈતબાર,
રાવ કુવી કહે ભવીષ્યમાં પણ, પામશો બહુ પેંજાર.
માનો ઓ મુરખ મન મલીન. તમારો૦

નડીઆદમાં વાળંદોએ હજામતો બંધ કરી એજ પુસ્તક નામે

# ખુબીનો ખજાનો

ઉર્ફે

## ચાલુ જમાનાનો ચીતાર ભાગ—૧.

કીંમત. કાચું પુઠું રૂ. ૧। ને પાકું રૂ. ૧।।

વાંચો વીધ વીધ જાતનાં પુસ્તક અપરમપાર;
પણ જોતાં ઝટ રાજી થશો, આ ગમ્મતનો ભંડાર,

સદા પરોપકારી અને ગુણગ્રાહી ભારતવાસી સજ્જનો તમોએ ઘણાંએ પુસ્તકો વાંચ્યાં હશે, પરંતુ જ્યાં સુધી આ **ખુબીનો ખજાનો** જોયો નથી ત્યાં સુધી બધું વ્યર્થ જ છે. જેમાં ગદ્ય. પદ્ય, ગજલો, ફકરા, ફેન્સી કવીતાઓ ટોનીક વાર્તાઓ, કોમીક કવાલીયો અને ચાલુ જમાનાનો આબેહુબ ચિતાર વળી દરેક ન્યાતની દેશી વાળી રમુજી ફીલમો વીગેરે ગમ્મતનાં ગાડે ગાડાં ઠાલવીને ખજાનો ખુબીથી તર કરેલો છે વળી પુસ્તક ખરીદનારનું પવીત્ર નામ બીજા ભાગમાં આશ્રયદાતા તરીકે પ્રસિદ્ધ કરવામાં આવશે. તો પુસ્તક ખરીદનાર ગ્રહસ્થોએ પોતાનું પુરેપુરૂં નામ, ઠામ, ગામ વીગેરે ચોકસ લખી મોકલવું.

અમારૂં સરનામું—

**કોમીક પોયટ ઉર્ફે એ. પી. રાવ કવી.**

**નડીઆદવાળા હાલ મુકામ કાલોલ જીલ્લે પંચમહાલ.**

# ખાસ અગત્યની સુચના.

## વાંચશો નહિ તો પસ્તાશો ?

---

અમારે ત્યાંથી લખવાની પાકી શાહી જેવી કે લાલ લીલી, ઉદી, કાળી, વાદળી વીગેરે તમામ જાતની મળશે મોટાં શહેરોમાં મળી શકે છે પણ નાનાં ગામડાંમાં મળી શકતી નથી તેથી અમોએ આ સુચના છપાવી બહાર પાડી છે નિશાળના મહેતાજીઓને તથા ઓફીસવાળાઓને વિનંતી કરવામાં આવે છે કે અમારા કાર્યાલયમાં મળતી દરેક જાતની શાહી વાપરી ખાત્રી કરો આ શાહી વાપરવા દરેક વિદ્યાર્થી બંધુ લાભ લેશે પુડીકાં સોની કિંમત રૂ. ૨ા અઢી પોસ્ટેજ માફ પુડી એક કિંમત ફક્ત છપાઇ જવાબ માટે રીપલાઇ કાર્ડ લખવું. બે આનાની ટીકીટ મોકલનારને દરેક જાતનો નમુનો મફત મોકલવ માં આવશે.

મળવાનું ઠેકાણું.

**મેનેજર એન. વી. ઠક્કરની કુંપની**

વારાહી. ( નોર્થ ગુજરાત )

મારાં ભારતવાસી દીર્ગાયુષી ભાઇઓ અને બહેનો આ અકકલનું પડીકું વાંચીને બનતી મહેનતે કુટેવોનો પરીત્યાગ કરજો એવી મારી નમ્ર વિનંતી છે. વળી કહેવતમાં કહ્યું છે કે પડી ટેવ તે તો ટળે કેમ ટાળી. એટલે તમોને પડેલી કુટેવ તે તો ભાગ્યેજ છુટશે પરંતુ તમારાં ઉછરતાં બાળકો તરફ તો પુરતી દેખરેખ રાખજો અને તેમને તમારા જેવાં ચા-બીડીનાં અફુલ વ્યસની થતાં અટકાવવાનો પ્રયત્ન કરજો જેથી ભવીષ્યમાં તેઓનું ભલું થાય એજ અરજ. (રાવ—**કવી**)

## ગાયન બોધનું.

(રાગ-જોઇ લેજો જગના બાવા, છે આજકાલ જે હાવા.)

કાળામાં પણ બહુ કાળુ, એક ચોરી અને છીનાળુ,
વડુ સાહસને સરમાળુ, એક ચોરી અને છીનાળુ.
જુઠ ચોરીને જાર કર્મ જે, ગણ્યું પુર્ણ પાપાળુ,
ઘોર કૃત્ય ગોઝારાથી પણ, નીચમાં નીચ નીરાળુ;
દાવાનળ દુખનું જાળુ, એક ચોરી અને છીનાળુ.—કાળામાં.
પાપોમાંય અમાપ પાપ એ, હડહડતુ હત્યાળુ,
અહીતકારી અપલક્ષણુ છે, અન્યકને ઓશીઆળુ;
મહાનષ્ટથી નષ્ટ નીહાળુ, એક ચોરી અને છીનાળુ.-કાળામાં૦
જાર ચોરી કરનાર જનોનું, મુખ સદા મેશાળુ,
**રાવ-કવી** કહે એ દુષ્ટોના, ભુંડા હાલ હું ભાળુ;
છે નર્કે નાંખવા વાળુ, એક ચોરી અને છીનાળુ.-કાળામાં૦
(રાવ—**કવી**)

# અજબ અને ચમત્કારીક ઔષધ.

## ચેમ્બર્સ ગોનોરીઆ પીલ્સ.

ગમે તેવી ગરમીથી અગર ખરાબ સંગતથી થયેલા પરમીયાનાં વીકટ દરદો જેવાં કે પેસાબમાં તણખા મારી રસીનું વહેવું તથા પેસાબનું અચકાઇને ટીપે ટીપે આવવું વીગેરે દરદોને આ અકસીર દવા માત્ર ચોવીસજ કલાકમાં નાબુદ કરીને આરામ આપે છે. લાંબા વખતથી થયેલા પરમીયાને પણ તુરત મટાડે છે. એકવાર મંગાવી ખાત્રી કરો કીમ્મત વી. પી. સાથે ડબ્બી ૧ નો રૂ. ૧ વળી અમોએ મહાન શ્રમ વેઠી પહાડોમાંથી સોધી કાઢેલી વનસ્પતીનું એક અજબ મલમ બનાવેલું છે કે માત્ર ત્રણ દીવસજ લગાવાથી ગમે તેવા હરસ મસા સાદા યા ફુજતા હોય તેને વગર ઈજાયે મુળમાંથી બાળી મુકી નાબુદ કરે છે. આ અમારી ઉપર બતાવેલી બન્ને દવાઓ એ એક મહાત્માની આપેલી દુવાજ છે જેનાથી હજારો દરદીઓને આરામ થયો છે. હરસના મલમની ડબી કી. વી. પી. સાથે રૂ. ૧.

મળવાનું ઠેકાણું.

**વૈદ્યરાજ લાભશંકર નાગેશ્વર કારવણુવાળા.**

ઠે૦—લક્ષ્મીજીના ખાંચામાં. **મુ. ડાકોર.**

સ્ત્રીઓનાં ગુપ્ત દરદોનો કટ્ટો દુશ્મન )

ખાસ ખાત્રી લાયક



# વસુધા પીલ્સ.

## ગોળી ૧ ડઝન ૧ ની કીમ્મત રૂ. ૧॥

આ વસુધા પીલ્સ સ્ત્રીએ છુપી જગોએ પહેરવાથી લોહી વા તથા પીળુ અને સફેદ પાણીનું પડવું તથા મળ ગુગળુ ધાતુનું જવું વીગેરે છુપી જગોની તમામ ગરમી એટલે વીસફોટીક, ચાંદી અથવા પેશાબે બળતરા બળાવી તથા કમરનું ફાટવું વીગેરે તમામ દરદોને આ વસુધા પીલ્સ ટુંક મુદતમાં આરામ કરે છે વળી નરમને લગાડી પડેલી ચામડીને સંકોચીને કડણુ અને સુંવાળી બનાવે છે અને સંસાર સુખ ભોગની પુરી મજા બતાવે છે આ ગોળી રોગી અને નીરોગી બન્નેના ઉપયોગમાં આવે છે. વાપરવાની રીતનું હેન્ડબીલ દવા સાથે મોકલવામાં આવશે. માટે એકવાર મંગાવીને ખાત્રી કરો.

લખો.

જનરલ એજન્ટ—રાવ કવીની કુંપની—મુ. કાલોલ.

જીલ્લે પંચમહાલ.

 કવાલી—



નીરંજન્ ઓમ આત્મપતી, અહમ બ્રહ્માસ્મી તત્વમસી
સમયસુધી કર્યો સંસાર, અહી ઉધ્યમ ઉઠાવ્યો ભાર
થતાં ત્રપ્તી તજી વસ્તી:— અહમ—

ઉઠાવ્યાં વીસ્વ વૈભોગો, પુર્યાં પુરષાર્થના યોગો
સમીતે સર્વની મસ્તી:— અહમ—

મઝા માણીશહયો મધ્યમ, કર્યાં બહુ કાર્ય પણ ઉત્તમ
તજી સઉ સ્વાર્થ અર્થ વૃતી:— અહમ—

બહી પરનો નથી પરણ્યો, છતાં જંજાળમાં ભમ્યો
ખુશ્યાં તે હેનહી વરતી:— અહમ—

ગયું આવ્યું થયુ થાશે, હીસાબે આત્મા છુટાશે
કરો સંધ્યાવન્દ કીરતી:— અહમ—

અમર વૃક્ષો મુળી પત્તાં, ભુમીના મસ્તોનાં બાદશાં—
નથી કવી—રાવને તસ્તી:— અહમ=

કોમીક—પોયેટ

ઉર્ફે

રાવ—કવી—